# શરીરસ્વાસ્થ્ય

લેખક
ડૉ. વિનયચંદ્ર ભાઈચંદ્ર શાહ
મોલમીન, ( બર્મા. )

૧-૦-૦

॥ ॐ ॥

# શરીરસ્વાસ્થ્ય



: લેખક :

ડૉ. વિનયચંદ ભાઈચંદ શાહ



: પ્રકાશક :

ધી ઇન્ટર નેશનલ મેડીકલ હૉલ



નં. ૧ એ. બ્લંડેલ સ્ટ્રીટ
પોસ્ટ બોક્સ નં. ૧૯૫

મોલમીન.

---

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

ઇ. સ. ૧૯૨૭. સંવત ૧૯૮૪.



કીં. રૂ. ૧-૦-૦.

પરમપૂજ્ય મુરબ્બી કાકાશ્રી,

તલકચંદ વેલજી શાહના ચરણકમળમાં

નિવાસસ્થાન : **વાંકાનેર,** હાલ **મોલમીન.**

દેશી વૈદક સંબંધે મારી પ્રવૃત્તિ પ્રત્યે આપ સારી લાગણી રાખી દરેક પ્રકારે મને ઉત્સાહીત રાખો છો. મારા એ કામમાં મને આપશ્રીએ અનેક પ્રકારે સહાયતા અને સાધનો આપી મારા વિચારોને દઢતાથી પરિપૂર્ણ રીતે ટકાવી રખાવ્યા છે. વળી મારા જીવનપ્રવાસમાં અનેક વખત મારી જરૂરીયાતો પ્રમાણે બનતી મદદ કરતા રહ્યા છો. સરળ હૃદયે અને શાન્તિથી મારા શુભ કામમાં મને હિતકારક સલાહ આપતા રહ્યા છો. એ સર્વે આપના સદ્ગુણયુક્ત મારા પરના ઉપકારોથી હું માત્ર તેની યાદગીરી રૂપે આપનું શુભ નામ મારી આ પ્રથમ કૃતિમાં કાયમ રહે તે માટે આ નાનકડું પુસ્તક "શરીરસ્વાસ્થ્ય" આપના ચરણકમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

| | |
|---|---|
| વસન્તપંચમી<br>૧૯૮૪<br>મોલમીન | લી० આપનો બાળક,<br>**વિનયચંદ ભાઇચંદ શાહના**<br>સવિનય પાયવંદન. |

# પ્રસ્તાવના

મારા પરમપૂજ્ય મુરબ્બી સ્વર્ગસ્થ કવિરાજ નથુરામ સુંદરજીના ઉપદેશથી અને પ્રસાદથી વૈદ્યક ગ્રંથોના વાચનથી વૈદ્ય વિદ્યા વિષે મારા હૃદયમાં ઉંડી છાપ પડી અને આરોગ્ય જાળવવા સંબંધે દરેકને ઉપયોગી થાય તેવું લખવા પ્રેરણા થઇ. શરીરનું રક્ષણ કેવી રીતે કરવું અને નિરોગી કેવી રીતે રહેવું તે જાણવાની ખાસ જરૂર છે. અને તે માટે આરોગ્ય સંબંધી જ્ઞાનની જરૂર છે. ગુજરાતી ભાષામાં એ જ્ઞાન મળી શકે તેવાં પુસ્તકો બહુ જ થોડાં છપાયાં છે. આથી મારૂં અંતઃકરણ તે કાર્ય તરફ દોરાતાં સરળ ભાષામાં કાવ્ય રૂપે તે લખવા પ્રેરણા થઈ. કાવ્યમાં લખવાનો હેતુ માત્ર એટલો કે કાવ્ય જલદી કંઠસ્થ થાય અને તેની ઉપયોગીતા તાત્કાળિક માલુમ પડી આવે.

જીવનવ્યવહારમાં વાતપિત્ત અને કફ એ ત્રણે સમપ્રમાણમાં હોય ત્યારે શરીરનું સ્વાસ્થ્ય જળવાઇ રહે છે. તેનો વિકાર થવાથી અનેક દરદો થાય છે.

ઋતુના ફેરફારથી આપણા શરીરમાં શું શું ફેરફાર થાય છે અને તેને માટે કેવી સંભાળ રાખવાની જરૂર છે તે વાતથી પણ આપણામાંના ઘણા અજ્ઞાત છે.

સ્વચ્છતાના નિયમો કેવી રીતે જાળવવા, ખોરાક કઇ ઋતુમાં કેવો લેવો, હમેશની ખાનપાનની વસ્તુઓમાં

શાક કેટલે દરજ્જે ઉપયોગી છે અને કેટલે દરજ્જે નુકશાનકારક છે તે જાણુવાની ખાસ જરૂર છે.

આ બધી બાબતોનો આ પુસ્તકમાં બની શકયો તેટલો સમાવેશ કર્યો છે.

**દિનચર્યા**—શરીર સંરક્ષણુ અને આપણી સાંસારિક ઉન્નતિનો ઘણોખરો આધાર દિનચર્યા ઉપર છે. સદાચાર ઉપર પ્રાચીન વૈદ્યક શાસ્ત્રોમાં ઘણું લખવામાં આવેલ છે. કારણુ કે સદ્દ્વર્તનથી માણુસની શારીરિક અને માનસિક વૃત્તિઓ પોષાય છે અને ટેવાય છે. માટે દરેક માણુસે પોતાનાં નિત્યકર્મોમાં નિયમિત રહેવું જોઇએ. નિત્યકર્મો એટલે પૂજા પાઠ આદિ જ નહીં પણુ મળશુદ્ધિ, મુખશુદ્ધિ, સ્નાન, કસરત, ભોજન, શયન વિગેરે બધાં કામોમાં નિયમિત રહેવાની જરૂર છે. એ સંબંધે આ પુસ્તકમાં બની શકયું તેટલું વર્ણુન કર્યું છે.

**હવા, પાણી, પ્રકાશ** અને **ખોરાક** એ ચારે આપણા જીવનને જાળવનારી વસ્તુઓ છે. પણુ તે જ તત્વો બગડેલાં હોય અથવા પ્રમાણુમાં ઓછાં કે અધિક હોય તો શરીરને હાનીકરતા થઈ પડે છે જેથી એ વિષયમાં પણુ બની શકયું તેટલું લખ્યું છે.

ઔષધ ઉપર અનુપાનની ખાસ જરૂર છે અને કયા કયા દરદમાં કયું અનુપાન કરાય તે દરેકે જાણુવાની જરૂર હોઇ અનુપાનનું વર્ણુન અલગ કરેલ છે.

ચાહ અથવા કાફી પીવી જ નહીં અગર પીવી તો ક્યારે પીવી અને બીજી ઉપયોગી સુચનાઓ અલગ લખેલ છે.

મરણ સમય સુચવનારાં કેટલાંક ચિન્હો જે જાણવાની જરૂર છે તે પણ અલગ વર્ણવ્યાં છે.

સગર્ભા સ્ત્રીઓને પાળવાના નિયમો વિષે પણ ટુંકમાં જરૂરીયાતની બાબતો જણાવી છે.

આ પુસ્તક બનાવવામાં આર્યભિષક, ભાવપ્રકાશ, સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધર કૃત ઘરવૈદું વિગેરે આર્યગ્રંથો અને "મટેરીઆમેડીકા" અને બીજાં ઇંગ્રેજી પુસ્તકોનો આધાર લીધો છે. આરોગ્યનો વિષય પણ ગહન છે અને એ વિષય ઉપર મોટાં પુસ્તકો લખી શકાય તો આવડી નાની કૃતિમાં ઘણુંએ બાકી રહી જાય એ સ્વાભાવિક છે તો પણ હમેશને માટે ઉપયોગી બાબતોનું વર્ણન કરવા બનતો પ્રયાસ કર્યો છે. તેમાં આ મારો પ્રથમ પ્રયાસ હોઇ જે કાંઈ ભુલ જણાય તેને માટે ક્ષમા માગું છું.

આ પુસ્તક બનાવવામાં કવિત્વ શક્તિની ન્યુનતા અને બીજી ભુલચુક સુધારી આપવામાં રા. રા. બાવાભાઇ મકનજી

ગોડાએ તથા રા. રા. ડૉકટર મોહનલાલ હીરજી કારીઆ (એમ. બી. બી. એસ.)એ જે સહાય આપી છે તેને માટે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

છેવટે પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માની વિરમું છું.

લી.

વિનયચંદ ભાઇચંદ શાહ.

# મંગળાચરણ

( રાગ સવૈયા એકત્રીસા )

શામાટે તું શોચ કરે નર, સમર્થ શિરપર રક્ષણહાર;
ઘટ ઘટ વ્યાપક અંતરયામી, સેવકનો શાન્તિ દાતાર.
પડયો હતો માને પેટે ત્યાં, પોષ્યો પહોંચાડી રસઇષ્ટ;
જાયા પહેલાં જનની ઉરે, ઉપજાવી રાખ્યું પય મિષ્ટ. ૧

મનુષ્ય માટે અન ભોજન કૈં, વનચારો પશુઓને કાજ;
ફળફુલ કણ પક્ષીને કાજે, પૂરણ હારો ગરિબ નિવાજ.
જળચરને જળમાં પોષણને, ભૂચરને ભૂમીમાં આહાર;
પવન્નમાં પન્નગને[1] ભક્ષણ, પ્હોંચાડે સહુને કીરતાર. ૨

સકળ સૃષ્ટિ ધારક જગપાળક, ટાળક તનડાના સંતાપ;
અવર આળ પંપાળ તજીને, જપિયે યોગેશ્વરના જાપ.
પરમ શરણ શાન્તિ નીકેતન, બાજી બધી છે જેને હાથ;
વિનયચંદ્ર ચિત ચીંતા ત્યાગી, પ્રીત જોડવી પ્રભુ સંગાથ. ૩

॥ ૐ ॥

ૐકાર બિંદુ સંયુકતં, નિત્યં ધ્યાયંતિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ

---

૧ સર્પ.

# શરીરસ્વાસ્થ્ય

દોહરા

વંદન કરૂં હું વિર વિભુ, બળવંતા હે બાપ;
રોગ શોગ દુઃખ દુર કરો, ટાળો તનના તાપ. ૧
અશરણુ શરણુ અભરાભરણુ, ભયભિડભંજન દેવ;
સુખદ કરણુ સમરૂં સદા, વિનય કરૂં પ્રભુસેવ. ૨
ભારત ભૂના હીતમાં, અધિક ચિત્તમાં પ્રીત;
સામર્થ્ય અરપો શ્રીપ્રભુ, કહેવા રૂડી રીત. ૩
આયુર્વેદે વિસ્તર્યું, સ્વાસ્થ્યવૃત્ત સુખદાય;
તે પ્રાકૃતે વર્ણવું, સમરથ કરજો સ્હાય. ૪
સુખમય વહે જન જીંદગી, આયુષ્ય પણુ લંબાય;
દેશકાળ પ્રકૃતિ વયે, અનુસરી જો વરતાય. ૫
પરોઢિયે નિત્ય ઉઠીને, લેવું ઇશ્વર નામ;
શૌચક્રિયા[1] કરવી જઈ, શોધી નિર્જન ઠામ. ૬
સંડાસો શુદ્ધ રાખવાં, ખંતે કરવી ખોજ;
ચુનો ફીનાઈલ રાખ કૈં, એવું છાંટી રોજ. ૭
પ્રક્ષાલન[2] કરવું સદા, શીતળ જળથી ક્ષેમ;
સુંવાળી માટી થકી, કર શુદ્ધ કરવા એમ. ૮
કરજ[3] દીર્ઘ[4] નહિ રાખવા, એ છે મોટી ખોડ;
અશુચી મળ જીવ જંતુઓ, ભરાય તેમાં રોજ. ૯

---

૧ મળશુદ્ધિ. ૨ ગુદા સાફ કરવી. ૩ નખ. ૪ લાંબા.

દાતણ વડ બાવળતણું, તાજૂં તૂરૂં ઠીક;
ચાવીને ઘસવું ધીરે, દંત ધવનની રીત. ૧૦

ઠિક ખાંડીને ઠીકરૂં, માયા[1] મેલવી સાથ;
મીઠું વાટી મેળવો, છાલ બદામની રાખ. ૧૧

ગુણવંત મંજન એ ભલું, દૃઢ કરવાને દાંત;
ઓળ્ય ઉતારો જીભની, રહે રસ વૃત્તિ શાંત. ૧૨

તમાકુને ઘસવી નહીં, મોં તેથી ગંધાય;
દાંત કરે શીથિલ વળી, અમિરસ ઓછું થાય. ૧૩

મરી કપુરને એલચી, સુરમો લઈ સંગાથ;
વસ્ત્રગાળ કરી ભીંજવો, ત્રિફળા જળની સાથ. ૧૪

કોરૂં કરી અંજન કરો, નેત્ર રોગ વિહરાય;
આંખ્યાદિ દુઃખ ઝટ મટે, નયન પ્રફુલ્લીત થાય. ૧૫

તલના તાજા તેલમાં, ભેળી સુગંધી કોય
ઘસો શરીરે ખંતથી, હરે વાયુશ્રમ દોય. ૧૬

વધે તેજ નિજ દેહનું, પામે નેત્ર પ્રકાશ;
સશક્ત થાય શરીર ને, ઉર પ્રગટે ઉલ્હાસ. ૧૭

નિત્ય નિયમથી ફેરવો, મુગદળ પીલો દંડ;
કસરતથી શુદ્ધ રક્ત, થાયે દેહ પ્રચંડને. ૧૮

ન્હાવું નિત્ય નદી કુવે, કે બેસી નળ હેઠ;
ધારા લેવી શિષ પરે, સ્નાન તણી રીત શ્રેષ્ટ. ૧૯

ઉષ્ણોદકથી વૃદ્ધજન, કરવું સૂક્ષ્મ સ્નાન;
પવન ન લાગે પંડને, એ લેવાનું ધ્યાન. ૨૦

---

૧ કાટાળુ માયુ.

જમ્યા પછી ન્હાવું નહીં, સળખમ શરદી હોય;
અતીસારના રોગિએ, કરવી જતના જોય. ૨૧

સ્નાને સ્ફૂર્તી અંગમાં, અંતરમાં આલ્હાદ;
કામ ક્રોધની શાન્તિમાં, સ્નાનતણા બહુ લાભ. ૨૨

સુખ મેળવવા કારણે, લક્ષ બીંદુ શુભ હોય;
ક્રિયા વિના નહીં સાંપડે, ધર્મ કરો સહુ કોય. ૨૩

દોષ થકી ડરવું સદા, કરવી હિંસા ત્યાગ;
અસત્ય ચોરી આદિથી, દૂરમ્ દૂરા ભાગ્ય. ૨૪

વંદન કરવું વડિલને, હૃદયે રાખી હેત;
યોગિ આશીર્વાદ કૈં, દેવી લ્હાવા દેત. ૨૫

તાપ હરણ રક્ષણ કરણ, ફેંટો વીંટો શીર;
કોમળ પહેરો પગરખાં, પામો સૂખ શરીર. ૨૬

હેમંત ઋતૂમાં ભલાં, સ્નિગ્ધ[1] મધૂરાં અહાર;
પીવા પીણા ગરમને આદૂના આચાર. ૨૭

ભલું વસંતે વાપરો, જળનું કરી જતન્ન;
રૂક્ષ[2] અને તૂરાં રૂડાં, ખારાં ખાવાં અન્ન. ૨૮

ગ્રીષ્મમહિ સરબત શિતળ, લીંબૂ દાડમ દ્રાક્ષ;
શિળા[3] શિખંડ ગૂલકંદ, ભાવે કરવાં ભક્ષ. ૨૯

વર્ષામાં જમવું ઉણું[4], ટાઢું ગણવું ત્યાજ્ય;
ભજીયાં પૂરી પૂડલા, તાજાં ખાવાં ખાદ્ય. ૩૦

દહીમાં સિંધવ મેળવી, ખાવું વર્ષા માંય;
ભેજાળી ભૂમી પરે, સુવું ન દિવસે કયાંય. ૩૧

---

૧ ચીકાશવાળાં. ૨ સુકાં. ૩ ઠંડા. ૪ ઓછું.

ઠંડુ લૂખું શરદમાં, જમવું ઠીક ગણાય;
પય[1]નું કરવું પાન શુભ, સાકર નાંખી માંય. ૩૨
તેલ ક્ષાર ને દહીં ખરે, ખાવા કરી વિચાર;
મુંઝાવું તેથી પડે, થાયે પીત્ત વિકાર. ૩૩
વનસ્પતિ નિજ દેશની, હરનારી સહુ રોગ;
સેવો શુદ્ધ કરી સદા, સચવાશે આરોગ્ય. ૩૪
ગુણવંતા છે ત્રીફળાં,[2] સદ્યરોગ હરનાર;
આમવાયુને[3] ઉદરના, રોગ જરૂર હરનાર. ૩૫
હેતે હરડે વાપરો, ખરી રસાયન[4] રાય;
આયુષ્ય વૃદ્ધિ તે કરે, કંચન વરણી કાય. ૩૬
હરડેના અનુપાનની, જુદી જુદી રીત;
વસંતમાં વપરાય તે, મધ સાથે ઉચીત. ૩૭
ગોળ ભળે છે ગ્રીષ્મમાં, સીંધવ વર્ષા માંય;
સાકર સંગે શરદમાં, વીગતેથી વપરાય. ૩૮
હેમંતમાં હીતકર થતી, સુંઠ તણે સંગાથ;
શીશીરમાં પીપર વળી, ભલી ભેળવો સાથ. ૩૯
બાળ યુવા વૃદ્ધ મનુષ્યને, જાણો માનું દુધ;
સદા સેવવી સમજથી, અતી હરીતકી[5] શુભ. ૪૦
અમૃત સમ આ જગતમાં, ગુણિયલ ગળો ગણાય;
તેથી આયુર્વેદમાં, અમૃતા કહેવાય. ૪૧
કવીનાઇન ન ફાવતી, પીત્ત હઠાવા તાવ;
ત્યાં જયવંત ગળો થતી, તૂર્ત બતાવી ભાવ. ૪૨

૧ દુધનું. ૨ હરડા, બહેડા. આમળા. ૩ દુર્ગંધયુક્ત ઝાડા. ૪ શરીરમાંના રસાદિ ધાતુઓની વૃદ્ધિ તથા શુદ્ધિ કરનાર ઔષધ. ૫ હરડે.

ગળો ગોખરૂ આમળાં, લઇ સરવે સમભાગ;
ચારૂ[1] ચૂરણ મેળવો, ઘી સાકરની સાથ. ૪૩
સેવો નિત્ય ઉમંગથી, પુષ્ટ બને સહુ અંગ;
નાસે જરા[2] પળી[3] ટળે આયુ વધે નીઃશંક. ૪૪

ઉત્તમ રસ બ્રાહ્મીતણો, કાઢી પીઓ હમેશ;
બને શરીર બળવંતને, કાન્તી થાયે શ્રેષ્ટ. ૪૫

બ્રાહ્મીચુરણ દુધ સહ, મેળવી મધુ લગાર;
પ્રીતે પીયો નિત્ય તે, તેજ જઠર કરનાર. ૪૬

કાળા તલ પસલિ ભરી, ચાવી ખાઓ પ્રભાત;
શિતળ જળ થોડું પીઓ, તન પ્રગટે તાકાત. ૪૭

પીએ ચાય પ્રભાતમાં, શક્તિ ન આપે કાંય;
ગરમ ગરમ પીવા થકી, આંતરડાં કરમાય. ૪૮

મળે નહીં દિન એક તો આળસ આવે અંગ;
શીર દરદ પગ તોડને, વીલાં ઢીલાં ઢંગ. ૪૯

શેરકઢું દુધ ગાયનું, પ્રાતસમય પીવાય;
મટે પાંડુતા પંડની, રૂષ્ટ પુષ્ટ તન થાય. ૫૦
રોગી જનને જાણવું, ભલું બકરીનું દુધ;
જઠરાગ્ની વધતાં વળી, મહીષીનું[4] દુધ શુભ. ૫૧

વાસી દુધ પીવા થકી ત્વચા[5] રોગ બહુ થાય;
મૂત્ર મેહને ખરજવું, ગડગુમડ ઉભરાય. ૫૨
તામ્ર પાત્રે પડેલ દુધ, પીવાથી શુળ થાય;
વાંતી[6] તેથી આવતી, અતી અંતર ગભરાય. ૫૩

૧ સારૂં ૨ બુઢાપો ૩ ધોળા થયેલા વાળ. ૪ ભેંસ ૫ ચામડી ૬ ઉલટી.

દુધ સાથે મગ કે મુળા, ખાવા નહીં દીન કોય;
વમી[1] ઉછાળા એ થકી ચળ ઉત્પન્ન પણ હોય. ૫૪
ભાજી તાંદળજા તણી, મળશૂદ્ધી કરનાર;
પીત્ત ઝેર મદને હરી, મૂત્ર ઉતારણુ હાર. ૫૫
કારેલાં દીપક ઘણાં, કૃમી[2] રોગ હરનાર;
વંત્યાક[3] કુમળાં મિષ્ટ જે, વાયૂકફ વીદાર[4] ૫૬
મળશુદ્ધિમાં તૂરીયાં, અગ્નિદીપક સાર;
કોળું મધુર શિતળ અને, પીત્તદાહ હરનાર. ૫૭
તાજા મૂળા કૂમળા, ખાધે તૃપ્તિ થાય;
પાચક સારક[5] જાણવા, ત્રિદોષમાં ગુણદાય. ૫૮
પ્રમાણ ખાસ પટોળનું, હૃદયદોષ હરનાર;
રૂચિકર સારૂં શાક એ કૃમિ નાશ કરનાર. ૫૯
મોટી ધોળી ડુંગળી, સ્નિગ્ધ[6] વળી સ્વાદિષ્ટ;
વીર્ય વધારક જાણવી, નિદ્રા દેતી ઈષ્ટ. ૬૦
સમભાગે ઘી મેળવી, સેવો શીત પ્રભાત;
પુરૂષાતન ઉદીત થતું, ઘટત્વ પામે ધાત. ૬૧
રસ તેનો લઇ મેળવી, મધ ઘી આદુ સંગ;
નરણા ખાવ સવારમાં, દિન એકવિશ નિશંક. ૬૨
ગયું પુરૂષત્વ આવતું, બદન બને બળવંત;
સેવી લેવી ડુંગળી, ખરી ધરીને ખંત. ૬૩
લસણ તણા લક્ષણ ભલાં, વધે વધારે સ્વાદ;
ચટણીને આચારમાં, કરે કામ આબાદ. ૬૪

---

૧ ઉલટી ૨ કીડા ૩ રીંગણા ૪ હરનાર ૫ ઝાડો ઉતારનાર.
૬ ચિકાશવાળી.

કફ વાયૂ અજીર્ણને, અરૂચી શોભે આમ[1];
જ્વર ઉધરસને ગુલ્મમાં,[2], ઉત્તમ કરતું કામ. ૬૫

આદુ સીંધવ સાથ લઇ, જમવા પહેલાં ખાય;
જઠરા પ્રદીપ્ત થાયને, વધે રૂચી સુખદાય. ૬૬

અગ્નિદીપક આદુ છે, સારક પાચક શુભ;
સોજો કફ વાયુ હરે, કંઠ રોગનાં દુઃખ. ૬૭

વિધિ પુર્વક તે વાપરો, આયુર્વેદ અનુસાર;
સચવાશે આરોગ્યને, સમજો લાભ અપાર. ૬૮

કોબી રૂચીકર મધૂર, વધુ હીતસ્વી એમ;
વાત પીત કફ રોગમાં, રાખે કુશળ ક્ષેમ. ૬૯

ધાવણ વીર્ય વધારતી ખ્યાતી તેની ખૂબ;
એ કારણ કોબી વધૂ, વાપરવાની હૂબ. ૭૦

સુવા ભાજી પથ્ય છે, હરમી તે ત્રિદોષ;
રૂચી અને હીતકર ભલી; ભરતી બુદ્ધિ કોષ. ૭૧

લૂણી તૂરી મધુર છે, સ્હેજ ગરમ સ્વભાવ;
પાચક રૂચીકર ઘણી, તાજી ભાજી ખાવ. ૭૨

સીંગ સરગવાની મધુર, તૂરી કફ હરનાર;
અગ્નિદીપક જાણવી, ત્રિદોષમાં સુખકાર. ૭૩

સીંગ શાક સહુ વાયડાં, સરગવા શીવાય;
ગુલ્મ[3] શ્વાસ શુળરોગમાં, સરગવો વપરાય. ૭૪

સરસ ભાજી સરસવ તણી, પાચક પથ્ય ગણાય;
મન રૂચીકર છે વળી, રોગ ત્રિદોષ હણાય. ૭૫

---

૧ કાચો પચ્યા વિનાનો મળ ૨ પેટનો ગોળો ૩ ગોળો.

ભાજીમાં મેથી ભળી, કફ વાયૂ હરનાર;
પાચક પણ પીતક ખરી, કૃમિ નાશ કરનાર. ૭૬
અળવી કેરાં પાનનાં, શાકે મરડો થાય;
રક્તપીતના રોગિને, ગુણકારક ગણાય. ૭૭
મોંઘેરી છે મોધરી, સ્વાદે તીખી ઉષ્ણ;
કફવાયૂના રોગમાં, ઉપયોગી ઉત્કૃષ્ટ[1]. ૭૮
પરવળને હિતકર ગણ્યું, સર્વ શાકમાં શ્રેષ્ટ;
બળવર્ધક પાચક અને, સ્નિગ્ધ રૂચીકર જેહ. ૭૯
કૃમિ લોહી બિગાડને, ત્રિદોષ ખાંસી તાવ;
એ રોગોમાં પથ્ય તે, શાક વધારી ખાવ. ૮૦
તરબુચ શીતળ મધુરને, છે તૃપ્તી કરનાર;
મળસ્થંભક[2] કફકર ખરૂં, પણ પિત્તને હરનાર. ૮૧
ચિભડાં તરબુચ વાયડાં, કફ વાયૂ કરનાર;
વણ વિચારે વાપર્યે, દીર્ઘ દૂખ દેનાર. ૮૨
વાલોળ ગણવી વાયડી, પણ પિતને હરનાર;
બળ દેનારી તે બડી, શાકે લીજ્જતદાર. ૮૩
ભારે રૂક્ષ ગુવાર છે, કફ વાયૂ કરનાર;
અગ્નિદિપક સારક અને, પીત્ત ખચિત હરનાર. ૮૪
દુધી મધુર શીતળ અને, ઉતારતી શ્રમ ઝેર;
પૌષ્ટીક પોષે ગર્ભને, પચવે કંઈ મુશ્કેલ. ૮૫
પિત શામક વળી પથ્ય તે, શાણીમાં સમભાવ;
સરસ શાક દુધી તણા, હુલવા હેતે ખાવ. ૮૬

---

૧ સારી. ૨ ઝાડો કરનાર.

કંકોડાં રૂચીકર મધુ, અગ્નિદીપક ઇષ્ટ;
હિતકારક જ્વરમાં અતિ, શાક બને સ્વાદિષ્ટ. ૮૭
ટીંડોરાં ઠંડાં મીઠાં, સમવે છે પિતદાહ;
વળી વિશેષે વાયડાં, રૂધે પેટ પ્રવાહ. ૮૮

રક્તદોષ સોજો અને. ખાંસીમાં શુભ ખાસ;
બુદ્ધિના બીગાડમાં, ટીંડોરાનો ત્રાસ. ૮૯
ઠંડી કાચી કાકડી, રૂચીકર રૂક્ષ મધુર;
ઝાડા રોકે ઝપટમાં, હરતી પીત્ત જરૂર. ૯૦

અગ્નિદીપક કાકડી, પાકી પૂર્ણ ગણાય;
પણ પીત્ત વર્ધક પાપણી, પાકી કાકડી થાય. ૯૧

સૂરણ તૂરૂં રૂક્ષ ને, છે પાચક પૌષ્ટીક;
રૂચિકર અગ્નિદીપક તે, પિત્ત હરવામાં ઇષ્ટ. ૯૨
અરૂચી શ્વાસ બરોલને; મેદ[1] વાત કફરોગ;
હરસ શૂળને ગુલ્મમાં, તેનો સદ્ઉપયોગ. ૯૩
શાક સરસ સૂરણ તણું, ઘૃત નાંખીને થાય;
શીરો પુરિ કચોરિ કંઇ, ચતુર બનાવી ખાય. ૯૪

બટેટાં મિષ્ટ શીતળ અને, ઠીક કર્યા પૌષ્ટીક;
રોકે તે મળમૂત્રને, વાયૂ કરે અધીક. ૯૫

ચોળા વાલ મધૂરને, રૂચીકર તૂરાં તોય;
સાફ દસ્તને લાવતાં, પણ વાયૂકર હોય. ૯૬

ચણા રૂચીકર વાયડા, મધુરા તૂરા તેજ;
હિતકર તે કફપીતમાં, જ્વરમાં સારાં સ્હેજ. ૯૭

---

૧ ચરબી વધવાનો રોગ.

જ્યાં જૂવો ત્યાં જમણુમાં, તળ્યા ચણાની લ્હાણુ;
ભજીયાં દાણા ગાંઠિયા, સરસ તળ્યાં ફરસાણુ. ૯૮
જનતામાં વપરાય બહુ, બને શાક ને પાક;
ચણા ઘણા છે કામના, ખબરદાર ખોરાક. ૯૯
મઠને મગ સમ જાણવા, ભેદભાવ છે સ્હેજ;
વટાણા રૂચીકર મધુર, પિતકફ હરતા એજ. ૧૦૦
કળથી તુરી મધુર ને, ઉષ્ણ પિત્ત કરનાર;
શાકે સ્વાદ સરસ બને, વર્મશોષ હરનાર. ૧૦૧
શ્વાસ [૧] કાસ કફ વાતને, ગુલ્મ [૨] અર્શ હરનાર;
સોજા [૩] પીનસ દરદને [૪] કૃમિ નાશ કરનાર. ૧૦૨
કળથી ઉકાળી કરો, સાર " કાઢ " કેવાય;
પથ્ય હોય બહુ રોગમાં, ભાતની સાથ ખવાય. ૧૦૩
મિષ્ટ અન્ન અતિ ઘી ભર્યા, ખાવાં નહીં વિશેષ;
મોળ અરૂચી જવર વળી, લાવે શક નહીં લેશ. ૧૦૪
પિત્ત વિકારમાં ઘી ઘણું, હિતકારીજ ગણાય;
શ્લેષ્મ [૫] રોગમાં સર્વદા, મધ અનુપાન કરાય, ૧૦૫
વાયુના સહુ રોગમાં, તેલ ગણાતું ઇષ્ટ;
પુષ્ટી પૂરે અંગમાં, અગ્ની દીપક સ્નિગ્ધ. ૧૦૬
ગોધુમ, [૬] ઉત્તમ ભોજને, ભાવે બહુ જન ખાય.
પોળી પુરી ભાખરી, રૂડી રોટલી થાય. ૧૦૭
સ્નિગ્ધ શીતને મધુરતે, ઘીમાં ખાસ ખવાય;
શકતી વધે શરીરમાં, પાક કરીને ખાય. ૧૦૮

---

૧. ઉધરસ, ૨ હરસ. ૩ નાકનું છોડ. ૪ જીવડા ૫: કફ બળગમ.
૬ ઘઉં

ચોખા શીતળ મધુરને, પૂરણ પથ્ય ગણાય;
કંઈક મૂત્રલ માનીએ, ત્રિદોષ તેથી હરાય. ૧૦૯
ચોખા સાથે પથ્યમાં, ભળતી મગની દાળ;
યોગિ નિરોગી સહુ જમે, યુવા બૂઢા બાળ. ૧૧૦
રૂચિકર દાળ તુવેરની, ભાર્યે પચવા માંય
ઘી સાથે ખાવા થકી, નહીં વાયડી થાય. ૧૧૧
બહુ બળીયોછે બાજરો; હલકો ગ્રાહી[1] ઉષ્ણ;
અડદ દાળને રોટલા, જમવા તે ઉત્કૃષ્ટ. ૧૧૨
મધુર અને તાજી પીઓ, છાસ જમ્યા પર ખાસ
અન્ન પચન થાયે વળી, ઝાડો લાવે સાફ. ૧૧૩
નીમક જીરૂં મેળવી, નિત્ય પિવાયે છાશ,
સંઘરણીને હરસનાં, દરદ તણો ત્યાં નાશ. ૧૧૪
ઠાંસી ખુબ ખાવા થકી, બેચેની બહુ થાય;
શૂળ વીશુચી[2] ગુલ્મને, ઉલ્ટી અજીર્ણ જણાય. ૧૧૫
ચઢે ઉદરે આફરો, શુદ્ધી સ્ફુર્તી જાય;
એથી માફકસર સદા, જમવું તે સુખદાય. ૧૧૬
ઝાઝું જળ પીવું નહીં, નહિ સેવવી પ્યાસ[3]
અશુદ્ધ અણગળ પાણિનો, નહિ કરવો વપરાસ. ૧૧૭
તાંબુલ[4] તીખું ગરમને, ખુબ શુદ્ધી કરનાર;
રૂચીકરને પાચક વળી, વાસ સરસ દેનાર, ૧૧૮
સોપારી ખાવી જરી, શુદ્ધ રહે મુખ દાંત;
અમીરસ ઉપજે ઉમદું, અન્ન પાચન પ્રશાંત. ૨૧૯

૧. રોકનાર. ૨ કોલેરા ૩ તરસ. ૪ તાંબુલ-પાન બીડું

તજ લવીંગ ને એલચી, સારાં એ સુખવાસ,
વાયુ દુર્ગંધ દૂર કરી, પ્રસરાવે સુવાસ. ૧૨૦
મીઠાં નારંગી લીંબુ રક્ત શુદ્ધ કરનાર.
પૌષ્ટિકને સ્વાદિષ્ટ તે, ગુલ્મ રોગ હરનાર. ૧૨૧
દાડમ સમવે દાહને, ફળમાં શ્રેષ્ટ ગણાય.
પિત્ત સમાવે પલકમાં હૃદયે શાંન્તિ પમાય. ૧૨૨
મીઠાં કેળાં તરસને, મટાડતાં કૃમિ રોગ;
પણ જઠરાગ્નિ મંદમાં, કરવો નહિ ઉપયોગ. ૧૨૩
કેરી પાકી મિષ્ટ જે, કૌવત દેવત દેહ;
મળ શુદ્ધી કરનારને, જ્વરમાં હિતકર એહ. ૧૨૪
કાચી કેરીના બને, મુરબ્બા ને આચાર;
રક્ત શુદ્ધી કરનારને, રૂચીકર ઇષ્ટ રસાળ. ૧૨૫
દ્રાક્ષ મધુર શીતળ વળી, સાકર[1] સ્હેજ ગણાય;
રક્તપિત્તના રોગમાં, મધની સાથ ખવાય. ૧૨૬
દ્રાક્ષ આમળાં મેળવી, ઘીની સાથ લગાર;
ગોળી કરીને સેવતાં શોષ[2] સમે તત્કાળ. ૧૨૭
જાંબુડાં રૂચીકર મધુર, કફવાયુ હરનાર;
પ્રમેહ મટાડે તે નક્કી, મળ સ્તંભક કેવાય. ૧૨૮
જમરૂખ સીતાફળ સદા, શીતળ મધુર સાર;
કફ કારક કહેવાય તે, વાયૂના હરનાર. ૧૨૯
સફરજન શિતળ મધુર, હૃદયે હિત કરનાર;
અતિસારમાં પથ્ય તે, પિત્ત ખચિત હરનાર. ૧૩૦
અંજીર ઠંડા ઠીક કૈં, વાયુ પીત્ત વીદાર;[3]

૧ ઝાડો ઉતારનાર ૨ તરસ ૩ હરનાર

કાસ શ્વાસ વળિ દાહને, રક્ત દોષ હરનાર. ૧૩૧
ખજુર પૌષ્ટિક ને વળી, સ્વાદિષ્ટ ગ્રાહિ મધુર;
લોહી સાફ કરનાર તે, હિતકર હૃદય જરૂર. ૧૩૨
પચવામાં ભારી ખરે. વળી કૃમી કરનાર
ઘીમાં તળી ખાવા થકી, દોષ કૈંક દુર થાય. ૧૩૩
તૃષા શોષ શ્રમ શ્વાસને, [1]અમ્લપીત્ત ક્ષયરોગ.
તે સહુમાં હિતકર કરો, પથ્ય સહિત ઉપયોગ. ૧૩૪
પાશ્ચાત્ય પ્રણાલી વધી, વૈદ્યક માંહિ વિશેષ;
સોય ભોંકાવિ ભાવથી, અનિષ્ટ વ્હોરે કલેષ, ૧૩૫
રસી જાય ત્વચા તળે, વ્યાપે ત્યાંને ત્યાંય;
સ્હેજ વ્યાધી જે પ્રથમનો, આખર બને અસાધ્ય. ૧૩૬
ઇંજેકશનની અગત્ય તો લ્યો અનુભવીને હાથ
ખુબ ચેતીને ચાલવું, જ્યાં જે જોખમ સાથ. ૧૩૭
ઓપરેશનની રીતથી, શિઘ્ર મળે આરામ;
સડેલ સંડોવાયલું, કાઢે દુઃખ તમામ. ૧૩૮
પણ અણુસમજણથી કદી, કાપકુપ જો થાય;
વ્યાધી વ્યાપે વ્યર્થની, જન જીવન જોખમાય. ૧૩૯
એ કારણ સમજુ જને, પુખ્ત કરી વિચાર;
જરૂર સમે કોઈ દક્ષનો, સ્વિકારવો ઉપચાર. ૧૪૦
સારા સરજન પાસ તે, કરવું શુભ ગણાય;
કંઇ અણઘડ હાથથી, અનિષ્ટ એમાં થાય. ૧૪૧
વીલાયતી વસ્તુ તણો, ખૂબ વધ્યો વપરાસ;
બોયકોટ બળ વાપરી, કર્યો નિષેધો ખાસ. ૧૪૨

૧ ખાટા ઓડકાર

પણ તે વ્યર્થ ગયું બધું, આખર ત્યાંને ત્યાંય
જયમ હૃદયે નહિ રામ તો, રામ જપ્યે શું થાય. ૧૪૩
ઔષધ વીદેશી ઘણા, છુટથી અહિ વપરાય
કિંમત કોડીની નહીં, ખૂબ દામ ખરચાય. ૧૪૪
પેકીંગ રૂપી મોહની, દેખીને દિલ થાય;
ફસાય છે તેથી ઘણા, વગર વિચાર્યે ખાય. ૧૪૫
ધર્મ અર્થ ધન હાનિને, કર્મ હાનિ પણ થાય;
ભ્રષ્ટ પદાર્થો પ્રાણિના, ખાસ કરી વપરાય. ૧૪૬
મેદ માંસને હાડકાં, ઈંડાનો રસ—મેલ;
દારૂ-ચરબી તેલના, ઔષધ એજ બનેલ. ૧૪૭
બ્રાયોના, બોવરિલને, વિરોલ ને પેપસિન;
મેલિન્સ ફુડ બીજાં ફુડો, વળી હીમો લોબિન. ૧૪૮
બ્રાન્ડસ બીફ મટન વળી, ચીકનના ઈસેન્સ;
ક્રીમ સ્નો હેઝલીનની; વાઇનમ્ કારનીસ. ૧૪૯
ઓવલટાઈન, સાર્સો, વાઈન મનોલા જેહ;
અસ્ટ્રીસ કોર્ડીઅલને, બિસકિટ જે કહી તેહ. ૧૫૦
ઔષધ એવાં બહુ બની, આવે છે અહિ નિત્ય;
વર્ણન વધુ ઘટતું નથી, ધર્મ હરાય ખચીત. ૧૫૧
અહિંસા પરમો ધર્મનું, સુત્ર સંભારી ખાસ.
ધર્મ તણી હાની કરે, તૂર્ત તજો વપરાસ. ૧૫૨
આર્ય ભૂમિમાં ઔષધી, ઉપજે છે અમુલ્ય;
રૂષીવરોએ વર્ણવી છે તે અમૃત તૂલ્ય. ૧૫૩
સ્હાય કરો સદ્ વૈદ્યને, જાણપણાને જોઇ;
ઔષધી ઉગાડવા, કરો બગીચા કોઈ. ૧૫૪

સોબત સારા વૈદ્યની, કરી ગ્રહો કૈં સાર;
આયુષ્યની વૃદ્ધી કરો, તજી રોગ તત્કાળ. ૧૫૫
ઉત્તમ આયૂર્વેદમાં સિંધૂ સમ વિસ્તાર;
અલ્પ મતીથી માત્ર મેં, આલેખ્યો છે સાર. ૧૫૬
ભાસે જો કંઈ ભુલતો, જાણી પ્રથમ પ્રયાસ;
ક્ષમા આપવા સુજ્ઞને, કરૂં વિનય અરદાસ. ૧૫૭

## અનુપાન

(દોહરા)

જ્વરમાં તુળસિ રસતણું, મધ સાથે અનુપાન;
અથવા તુળસી પત્રની, ચ્હાથી કરવું પાન. ૧
સન્નિપાત જ્વરમાં સદા, આદ્ર રસ અનુપાન;
અથવા તુળસી આદુરસ, મેળવિ કરવું પાન ૨
જીર્ણ જ્વરે પીપર ભલી, મધ સાથે લેવાય;
દુધ સાકરમાં સુંઠ કે સિતોપલાદિ ખવાય. ૩
છાશ ભલી અતિસારમાં, ધોણ ચોખાનું ક્ષેમ
સંગ્રહણીના દરદમાં, તક્ર[1] સરસ છે એમ. ૪
અજીર્ણમાં અપવાસને, ઉષ્ણ ઉદક[2] વપરાસ;
લીંબુનો રસ ઇષ્ટ છે, નિદ્રા લેવી ખાસ. ૫
મંદાગ્નીમાં મધ અને પીપરનું અનુપાન;
ખાસ વળી વપરાય છે, નાગર વેલી પાન. ૬
લોહીવાળા હરસમાં, માખણ મિસરી સાથ;
સેવો બીજા હરસમાં, ચિત્રક મુળની છાલ. ૭

---

૧ તક્ર=છાશ. ૨ ઉદક=પાણી.

દમ ઉધરસને ગુલ્મમાં[1] લ્યો જવખાર જરૂર
કફમાં રસ અરડુસીનો, મધ સાથે અનુકૂળ. ૮
અરૂચીમાં દાડમ ભલું, બીજોરૂં વળિ ખાસ;
લીંબૂ રસમાં મેળવો, આદુ સાકર સાથ. ૯
સદા સેવવા પાંડુમાં, ત્રિફળાં મધની સાથ;
કમળામાં હિતકર વળી, સાગરની સંગાથ. ૧૦
અમ્લ[2] પિત્તમાં આદુને, દાડમનો રસ ખાસ;
અથવા દ્રાક્ષ મહીં કરો, સાકરનો વપરાસ. ૧૧
ચડે ઉદર જો આફરો, સેવો પિપરી મૂળ;
શૂળ ઉપર હિંગ ઘૃતમાં સોજે ચિત્રક મૂળ. ૧૨
ઉન્માદે સેવો સદા, બ્રાહ્મી રસ ઘી સાથ;
બરફ ભલો ઉલટી મહીં, દાહે ધાણા દ્રાક્ષ, ૧૩
પાણવી[3] મૂત્ર મેહમાં, સેવો ગોખરૂ શૂભ;
શિલાજીત મધુ[4] મેહમાં, ધાતૂ ક્ષયમાં દૂધ. ૧૪
પથરીમાં પણ વાપરો, શુદ્ધ શિલાજીત ખાસ;
પ્રદરે નાગ કેસર ભલું, મુત્રકૃચ્છે[5] બિજ સાગ. ૧૫
બહુ મુત્રતામાં ભલો, જાંબૂરસ પીવાય;
પાકેલાં કેળાં વળી, તેમાં છે સુખદાય. ૧૬
ઉપદંશમાં ઉપલસરી, સુંઠે શરદી જાય;
કૃમિ રોગમાં વાવડિંગ, મધની સાથ ખવાય. ૧૭
કૃમિ જાય પિત્તપાપડે, વિસૂચી[6] શાન્ત કપુર;
હેડકિમાં સુંઠ ગોળને, ક્ષયમાં વાંસ કપૂર. ૧૮

---

૧ ગોળો. ૨ ખાટા ઓડકાર. ૩ પથરી. ૪ મીડો પ્રમેહ. ૫ પીસાબ કરવામાં વાયુથી પીડા થાય છે તે રોગ. ૬ કોલેરા.

વાત રક્તમાં[1] વાપરો, ગળો એરંડી તેલ;
એરંડિયું અનુપાન છે, આમ[2] વાતમાં સ્હેલ. ૧૯
શરદીમાં તીખાં અને, નાગર વેલી પાન;
શીળસમાં રસ આદુનું, મધ સાથે અનુપાન. ૨૦
મેદ રોગમાં[3] મધ ભલું, પાણી સાથ પિવાય
ઉદર રોગ માંહે વળી, ગૌમૂતર વપરાય. ૨૧
નિદ્રા નાશે, ભેંસનું, દૂધ ભલું સુખ દેણ;
નેત્રરોગમાં ત્રીફળાં, ફૂલે સમુદ્ર ફેણ. ૨૨
બાળરોગ પર અતિવિષા, ટંકણ પીપર યોગ;
વાળાની વ્યાધી મહીં, હીંગ તણો ઉપયોગ. ૨૩
વિષ હરે છે નોળવેલ, વમન[4] પછી ઘૃત ભોગ
અફીણ ભલું ઉન્માદમાં, સુવા સુવારોગ. ૨૪
અતિ વનસ્પતીના ગુણો, મધમાં સરસ જણાય;
સમજો વાત સિદ્ધાંતથી, સિદ્ધ ખરેખર થાય. ૨૫
ઔષધિ સાથે પથ્યમાં, ઓછું ખાવ સદાય;
ખટાશ મરચાં રાયતાં, ખોરી ચીજ તજાય. ૨૬
પથ્ય પાળો એ રીતથી, ઔષધને અનુપાન;
ગુણ તેથી થાશે સદા, જશે રોગ બળવાન. ૨૭
અનુપાનથી એ રીતે, ઔષધ નિત્ય અપાય;
વિનયચંદ્ર નિશ્ચય કહે, અંગ આરોગ્ય પમાય. ૨૮

---

૧ ગાંઠીયો વા. શરીરનું અકડાઇ જવું. ૨ દુર્ગંધ યુક્ત ઝાડા. ૩ શરીરમાં ચરબી વધે તે રોગ. ૪ ઉલટી.

## " મરણુ સમય સુચકતા. "

( દોહરા )

પ્રથમ હેડકી ઉપડે, શ્વાસ કરે તોફાન;
મરણ સમય જાણો નકી, ભુલે શરિરનું ભાન; ૧
દિવસે લાગે ટાઢને, રાત્રે બળતરા થાય;
કંઠે કફ પણ ખડ ખડે, જમની દાઢ જણાય. ૨
શરિરે શીતળતા વધે, ઠંડા પગને હાથ;
શિર દરદ અધિકું દીસે, નહીં રાખવી આશ. ૩
પરસેવો આવે નહીં, અગર અતીશે થાય;
ઘડિ ઘડિ શ્વાસ ઘુંટાય તો, મોત સમીપ મનાય. ૪
થાય અભાવો અન્ન પર, અગર અતીશય ખાય;
ઝાડા થાય અપકવતો, મરણ શરણ તે થાય. ૫
રાતા દીસે નેત્રને, કાળી થાતી જીભ;
સ્વલ્પ ધીમી નાડી થતી, જાણે મૃત્યુ નજીક. ૬
અસાધ્ય રોગે એ રિતે, મરણ સમય સુચવાય;
વિનયચંદ્ર આખર સમે, પ્રભુ સ્મરણ સૂખદાય. ૭

( દોહરા )

મોહ વધે લક્ષ્મી વિષે, મદ પણ વધતો જાય;
તીવ્ર ઇચ્છા વધતાં અરે, સુખે નહીં સૂવાય. ૧
ચંચળતા ચિતમાં વધે, વધે વધારે વ્હેમ;
દરદ ઘણા શ્રીમંતને, લેશ નહી ચિત ચેન. ૨
ડાહ્યા જન તે જાણિએ, હું પદ દૂર હમેશ;
યાદી ઉપકારો તણી, દિએ નહીં લવલેશ. ૩

ભાળ લીએ દુઃખીયા તણી, પર ઉપકારે નેહ;
ઈજત, અધિક તેમાં ખરે, નહીં લક્ષ્મીમાં લેશ. ૪
સરસ વિચાર કરી જુઓ, ધન નહીં સુખ પ્રધાન;
પામ્યા તે તો અહીં રહે, ખરૂં પરલોક પ્રયાણ. ૫
નીતિથી ધન મેળવી, શુભ રહિ વપરાય;
વિનય ગણે ઇજત ખરી, જશ જગ માંહિ ગવાય. ૬

( હરિગીત છંદ )

નીવારવા અગ્ની સદા, જળ વાપરે છે જણ સહૂ
છત્રી થકી વળિ તાપમાં, રક્ષણ કરે ભલિ ભાતનું.
બળદ ગર્દભ શ્વાન સર્પો, નાસતા દૂર દંડથી;
મદ હસ્તિ પણ વશમાં રહે, ઝીણા તીણા અંકુશથી. ૧
ટાળવા મન તાપના ભરી શકિત હાં પ્રભુ ભક્તમાં
અનેક છે ઉપચાર કષ્ટો કાપવાના જગ્તમાં;
વ્યાધી જતી ઔષધ થકી વળિ મંત્રથી વિષ ઉતરે
ઉપાય સહૂના શાસ્ત્રથી પણ મૂર્ખતાના ના મળે. ૨

( સવૈયા એકત્રીસા )

સકળ જીવને જવું જરૂર છે, મૃત્યૃ જ્યારે આવે પાસ,
જનમ્યા તે તો જરૂર જવાનાં, સ્થીર રહેના કો અહિ ખાસ;
લોભી ધનમાં પ્રીતી રાખી, ખરચે નહિ શુભ ખાતે કંઈ
મરણ સમય ઇચ્છા કરતો તે, વીલસવા શુભસ્થાને જઈ. ૧
કૌચ બીજથી ગુલાબ લેવા, આશા કરે જન એવી છેક,
વાવ્યું બી તેવું ફળ મળતું, પામે કર્મ પ્રમાણે નેક.

દુઃખ દેતા બીજાને બળથી, પોતાના સુખ કાજે જેહ,
સુખી થતો ના લેશ કદી તે, અંત સમય દુઃખ પામે એહ. ૨

દગાખોર, કૈં દગલ બાજીથી, જુલમ કરી હરતા પરધન્ન,
અંતે તે નિર્ધન થઇ જાતાં, મરણ સમય ગભરાયે મન્ન.
ઇમાનદારી અળગી રાખી, સ્વાર્થે મતી બગડી વિશેષ,
દગો દીએ છે બંધુ દ્વેષી, શુભ આશાને સ્થાન ન લેશ. ૩

ધન મદમાં અંધા કૈં એવા, પોતાનું પોતે હણનાર,
વિચારના કરતા કદિએ તે, પરના ને શી છે પરવાર.
કામ ક્રોધ મદ મોહ મહિંવશ, નર પશુઓના એ આચાર
ધાર્યું ધરણીધરનું થાતું વ્યર્થ અધોગતિ યે વહનાર. ૪

તપાસતાં તારૂં નથી કાંઇ, નાશવંત સંસારે ભાય,
માટે તે સહુ તંત તજી દે, સંત સમાગમ કરતું કાંય.
ભાતું ભરીલે ભાવ ધરીને, વીપદ વખતની સાચી સ્હાય
વિનય નકી અળગાં સહુ થાશે, સમરથ એક રહે જગરાય ૫

દોહરા

ડાબી છીંક થવા થકી, શિઘ્ર કામ શુભ થાય;
ઉંચે સ્થાને હોય તો, જયવંત ખાસ ગણાય. ૧

પાછળ પિઠની છીંકતો, કુશળ વાત વિશેષ;
ત્રણે તરફની છીંક તો, સુખ કર હોય હમેશ. ૨

નીચે ભય સૂચક કહી, સનમુખથી તકરાર;
દાહિની[1] દ્રવ્ય ક્ષય કરે, અપની[2] છીંક અસાર. ૩

---

૧. જમણી, ૨ પોતાની.

ચાર તરફની છીંકએ, દુઃખ કારક કે'વાય;
વિનય કહે તે વેસમે, કદી નહીં વિચરાય. ૪

( દોહરા. )

હંસ લક્ષણા જન સદા, કરતાં પયનું પાન,
કુટિલ કાગડાસમ જનો વિષ્ટ ઉપર મસ્તાન. ૧
શુષ્ક પંડિતની રિતએ. પર નીંદામાં પ્રેમ
વર્ષા રૂતુમાં જૂઓ, બળે જવાસા જેમ. ૨
વિહારી વ્રજ ભુમીના, ફરે ન ગંદકિ માંય
ઢોર હરાયા સમ અરે, કદી ન કચરો ખાય. ૩
જગ સહુ જાણે તે તણો, ફોકટ શો બકવાદ:
લખારાનું નહિ મુલ્ય તો, પેટ કુટે શો લાભ. ૪
પડી ટેવ ટળતી નથી, ભૂંડો કરે ભુંડાંય;
બળિ ચંદન ખુશબો દીયે, કરતા ભલા ભલાય. ૫
સૂરજ સામે ખોબલે, ધૂળ ઉડાડે કોય;
આવી પડે નિજ આંખમાં, દિનકરને શું હોય. ૬
તેથી તજવો દ્વેષને, વિનય વિચારી જોય;
તત્વ ગ્રહો સહુ વાતમાં, હિત કરતા જે હોય. ૭



# શરીર સ્વાસ્થ્ય

## ( રાગ કલ્યાણ )

શરીરને સુખ આપનારૂં, સ્વાસ્થ્ય નિત્યસંભાળ તારૂં
રાખ ટેક હમેશ એવી, નીયમિત આરામ વિહાર સેવી ૧
—શરીરને સુખ—

મળ શુદ્ધિ કરવી પ્રભાતે, શરીરને જે શાંન્તિ આપે
દાતણ ચાવી ઘસવું પ્રીતે, મુખને ધોવું રૂડી રીતે. ૨
—શરીરને સુખ—

તેલમાં સુગંધ નાંખી, ઘસવું શરીરે ખંત રાખી,
હરે શ્રમ વાયુ સદા તે, હૃદય પુર્ણ હુલ્લાસ પ્રગટે, ૩
—શરીરને સુખ—

પછી કરવું સ્નાન સારૂં, શુદ્ધી શરીરે આપનારૂં
પવિત્ર થઇને પ્રભુ પુજામાં, રાખ ચિત રહી શાંતતામાં
—શરીરને સુખ—

સ્મરણ શ્રી પ્રભુનું પ્રભાતે, ઔષધી અમૃત સમી તે
આહાર સાત્વિક ખાય ખંતે, શાંન્તિ આપે સરસ રીતે. ૫
—શરીરને સુખ—

કરવી કસરત નિત્ય પ્રીતે, અનૂકૂળ જે થાય મીતે
ફેરવો મુદગર ભલેય, વળી દંડ પીલો અનેરાં ૬
—શરીરને સુખ—

શાંત નિદ્રા શ્રમ નિવારે, આરોગ્ય બુદ્ધિ બળ વધારે.
નવીન જીવન નીત્ય સવારે, આપતી આલ્હાદ ભારે; ૭
-શરીરને સુખ-

સુવું ઘટે રાત્રે સવેળા, ઉઠવું વળી પ્રભાત પેલાં
નિયમ નિત્ય એ રાખવાથી, આરોગ્ય વૃદ્ધિ વિશેષ થાતી. ૮
-શરીરને સુખ-

વધે વિમળ વિદ્યા વિશેષ, સકળ સંપતિ આવી રહેશે,
વદે વિનય ખુબ ખંતરાખો, અલૌકિક અલ્હાદ ચાખો ૯
-શરીરને સુખ-



## ચાહ તથા કોફી વિષે.

૧. ચાહ કોફી ભોજય નથી પણ વિષ છે એવો ન્યાયમૂર્તિ રમેશમ્ નો મત છે માટે તે પીવાં નહિ જોઇએ.

૨ ચાહ તથા કોફી પીવાની આદતથી ઘણે ભાગે અપચો હૃદયમાં દાહ, ચહેરાનું કરમાઇ જવું, હૃદયની અનિયમીત ગતિ, ધડકવું, માથાનો દુખાવો અને નિદ્રાનો ત્યાગ થાય છે.

૩ નબળાં અને દુબળાં માણસોએ કદી ચાહ અથવા કોફી પીવી નહીં અને પીવી તો તેમાં સારી રીતે દુધ નાંખીને પીવી.

૪ હલકો ખોરાક ખાનારાંઓએ અને અપવાસ કરનારાઓએ ચાહ અથવા કોફી કદી પીવી નહીં અને પીવી તો ઘણી જ થોડી અને નરમ પીવી.

૫ ઘણા જાડા શરીર વાળાએ અથવા ઘણું ખાનારાઓએ ચાહ અથવા કોફી પીવી સારી છે.

૬ સવારમાં પુરી અગર કાંઇક નાસ્તાની સાથે ચાહ અથવા કોફી પીવી.

૭ જમ્યા ઉપર તુરત ચાહ અથવા કોફી પીવી હોય તો ત્રણ ચાર કલાક પછી પીવી.

૮ નબળા કોઠા વાળાએ વધુ ગળપણ વાળી ઘણી સખત અથવા ઘણી ગરમ ચાહ અથવા કોફી પીવી નહીં પણ ઓછા ગળપણવાળી નરમ દુધ મેળવીને જરા ઠંડી કરીને પીવી.

## કેટલીક ઉપયોગી સુચનાઓ

૧ થીગડાં મારવા કરતાં દરદ નિર્મુળ કરે તેવા ઉપાયો યોજવા.

૨ પરહેજીના ડરથી દરદમાં સડયા કરવું નહીં. પરહેજી સાથે ઉત્તમ ઔષધો ખાઈ જલદી નીરોગી થવું કારણ કે પથ્ય એ અડધું ઔષધ છે, પરહેજી પાળવી એ દવા માટે નથી પણ દરદ માટે છે.

૩ બકરૂં કાઢતાં ઉંટ પેસે એવા જોખમી ઉપાયો કરવા નહીં ઉંટ વૈદાના પ્રયોગોથી હમેશાં બચતા રહેવું.

૪ જાહેર ખબર વાંચીને દવાઓ મંગાવવી તેના કરતાં રૂબરૂ કે પત્રદ્વારા પ્રકૃતિ જણાવીને સલાહ લઈ દવા લેવાથી સારી અસર થાય છે.

૫ વીર્યની આવક જાવકનો હિસાબ નહીં રાખનારાઓને જીવન વ્યાપારમાં મોટી નુકસાની ભોગવવી પડે છે.

૬ ઉત્તર અથવા પૂર્વ દિશામાં માથું રાખીને સુવું.

૭ મોડું સુવું નહીં તેમ ઘણું ખાઇને તરત સુવું નહિ રાત્રે વહેલું સુવું અને સવારે વહેલું ઉઠવું. એ પ્રમાણે હમેશાં કરવાથી ધન પ્રાપ્તિ થાય છે, વિદ્યામાં વધારો થાય છે, બળ વધે છે અને શરીર સુખાકારી સારી રહે છે.

૮ માથા ઉપર ઓઢીને સુવું નહિ. ટાઢ બહુ હોય તો માથા તથા કાન પર કપડું વીંટવું પણ નાક બંધ કરવું નહિ.

૯ દુનિયાદારીની ચિંતાઓ ચિત્તમાંથી કાઢી નાંખી શાંતિથી સુઇ જવું.

૧૦ આપણું શુભ ઈચ્છનાર મિત્રોપર પ્રેમ રાખવો અને શત્રુઓથી દૂર રહેવું.

૧૧ નિરાધાર અપંગ અને અનાથ એવા ગરીબ પર દયા રાખવી અને યથા શકિત મદદ આપવી.

૧૨ અપકારના ઉપર પણ ઉપકાર કરવાની ટેવ રાખવી. ઉપકાર કરવાના પ્રસંગ માગ્યા મળતા નથી માટે પ્રસંગ આવ્યે શત્રુ ઉપર પણ ઉપકાર કરી લેવો.

૧૩ સંપત્તિમાં તથા વિપત્તિમાં મન સમાન રાખવું. સંપત્તિમાં હર્ષ કે ગર્વ કરવો નહીં, વિપત્તિમાં શોક કે દીનતા દર્શાવવાં નહિ.

૧૪ ઇંદ્રિઓને પીડવી નહિ તેમ બહુ લાડાવવાં પણ નહિ.

૧૫ ધર્મ અર્થ અને કામ એ ત્રણેમાંથી એકે પ્રાપ્ત ન થાય તેવો તેમજ એ ત્રણેને બાધ આવે એવો ઉદ્યોગ કરવો નહિ.

૧૬ વાળ નખ અને મુંછ ટુંકાં રાખવાં.

૧૭ બળ, કરીને નદી તરવી નહિ, અગ્નિ સામે જવું નહીં. નઠારા વાહન પર બેસવું નહિ.

૧૮ સુર્ય સામે જોવું નહિ, ઝીણી—પ્રકાશ વાળી અપવિત્ર અને અપ્રિય વસ્તુઓ જોયા કરવી નહિ.

૧૯. સંધ્યા સમયે ભોજન, નિદ્રા અને અભ્યાસ કરવાં નહિ

૨૦ ગુડહાંનો ધુમાડો લેવો નહિ, દારૂ પીવો નહિ અને શત્રુઓનો અતિ વિશ્વાસ કરવો નહિ.

૨૧. શરીરની ઉન્નતિ કરવી એજ ખરા સુખનો માર્ગ છે.

૨૨. પ્રકૃતિનું સમાનપણું જાળવી રાખવાથી સુખ મળે છે. અને આરોગ્ય સચવાય છે. પ્રકૃતિમાં વિષમતા થવાથી શરીરમાં બિગાડ થાય છે.

૨૩ દુધ સાથે ડુંગળી, મરચું, માંસ, લસણ કઠોળ અને ખટાશ ખાવાં નહિ.

---

## સગર્ભાવસ્થામાં પાળવાના નિયમો.

૧. ગર્ભિણીએ સખત રેચની દવા લેવી નહીં. હદ ઉપરાંત રેચ લાગવાથી ગર્ભપાત અને કસુવાવડ થઇ જવાનો સંભવ છે.

૨ કબજીયાત રહેતી હોય તો દુધ સાથે એરંડીયું તેલ કોઇ કોઈ દિવસે પીવું.

૩ પીસાબ કબજ રહેતો હોય તો બરફ નાંખેલું અથવા કોરી માટલીમાં ઠારેલું પાણી પીવું. અથવા ગરમ કર્યા વિનાના દુધમાં તેટલુંજ પાણી નાંખી એક ગ્લાસ સવાર સાંજ પીવું.

૪ ગર્ભિણીએ ખાવા પીવામાં બહુજ સંભાળ રાખવી, સાદો, સહેલાઇથી પચે તેવો અને શરીરમાં બળ આવે તેવો ખોરાક ખાવો. વાયડો, ભારે અને ચાવ્યા વિના ખાધેલો ખોરાક પચતો નથી તેથી અજીર્ણ થાય છે. અને પેટપીડ ઉપડે છે અને વખતે ગર્ભ અધુરે જાય છે.

૫ જમતાં વારંવાર પાણી પીવું નહિ. જમી ઉઠીને તુરત ઝાઝું પાણી પીવું નહિં. તેમ કરવાથી અગ્નિ મંદ પડે છે. જમીને તુરત ઉંઘવું નહી તેમ મહેનતનું કામ કરવું નહી.

૬ ગર્ભિણીએ પોતાના કપડાં સાફ રાખવાં કપડાં તંગ નહીં પણ ઢીલાં પહેરવાં. તેમજ ભીનાં કપડાં પણ પહેરવાં નહિ.

